"શહીદ દત્તારામના કુટુંબના લાભાર્થે."

ધી કૉલેજીયેટ ગુજરાતી એમેચ્યુર્સ

તરફથી ભજવાયેલ

# વિનાશ પંથે.

રૂપરેખા તથા ગાયનો.

લેખક: રા. [illegible]

ડાયરેક્ટર:

રા. [illegible] દામોદર [illegible]

મ્યુઝીકલ ડાયરેક્ટર્સ

રા. અમૃતલાલ એન. દ્વિવેદી

તથા

રા. ગણપતરાવ એસ. ચૌહાણ.

સનઃ ૧૯૩૦

કીંમત ત્રણ આના.

# Introduction.

Sacred causes require no introduction, but a short introduction of the work and the workers is necessary

Everyone of us is aware of the sad demice of Shahid Dattaram, who fell a victim to the firing of the 16th April 1930. He left behind him a helpless family, of which he was the only support. We felt it our duty to help the family and consequently approached "The Gujarati Amateurs," who willingly consented to stage this drama for the benefit of the said family. We feel happy and proud in finding such a public and noble spirit in our young men, and heartily congratulate them.

We take this opportunity to thank the Manager Punjab National Bank Ltd., Karachi, for kindly allowing us the use of the Pearl Opera House, and Mr. Meharchand for offering the free use of the Scenes and Scenery.

Yours faithfully,

*Joint Secretary,*
Odhavji Devchand Sejpail.
Ramniklal J. Thakar.

Jamshed N. R. Mehta
Lala Jashvantrai
Haridas Laljee Luxmidas
Dr. Vishvnath B. Patil

# નિવેદન.



અમારે તે વળી નિવેદન શાં ?

પણ કરાંચીની રંગભૂમી પર "વિનાશ પંથે" એક વખત ફરીથી દર્શન દે, ત્યારે કરાંચીની જનતા પ્રયોગનો આશય જાણવા માટે ઉત્સુક થાય એ સ્વભાવિક છે.

સ્વ. પ્રો. ટી. પી. ત્રીવીદીના ઋણમાંથી મુક્ત થવાનો અલ્પ પ્રયત્ન કર્યા પછીથી, શહીદ દત્તારામના કુટુંબના લાભાર્થે, આજ નાટય પ્રયોગ ફરીથી સુશિક્ષિત જન સમાજ સમક્ષ રજુ કરવો એથી વધારે શ્રેયસ્કર આશય બીજો કયો હોઇ શકે ?

સુજ્ઞજનો આટલા નિર્દેશ આ કાર્યમાં રહેલો અમારા સેવાભાવી પ્રયાસનો ઉત્તમ હેતુ સમજી લેશે એટલું તો અમે જરૂર માની લઇએ !

આવા ઉત્તમ કાર્ય માટે, અમો "એમેચ્યુર્સ" છીએ એમ જાણ્યા છતાં, વીશ દિવસ જેવા ટુંક સમયમાં તૈયાર થએલ અમારા આ સામાજીક નાટય પ્રયોગની ફરીથી માગણી થાય એજ આ પ્રયોગ તરફની લોકપ્રીયતા બતાવી આપે છે, એ અમારે માટે ઓછું ગૌરવપ્રદ ન ગણાય, જેને માટે "શહીદ દત્તારામ કુટુંબ સહાયક સમીતિ," પ્રેક્ષકગણ, અને સામાન્ય જનસમાજના અમે ઘણાજ ઋણી છીએ.

શિષ્ટ કોટીના સામાજીક સફલ નાટય પ્રયોગો લખી, ગુજરાતના માનીતા થએલ લેખક શ્રી જામનનો તથા શ્રી ભટ્ટી સેવા સમાજ કે જેના સેવાભાવી કાર્યો સહુ કોઇ જાણે છે તેઓનો આ સ્થળે આભાર માનવાનું કેમ ભૂલી શકીએ ?

અમારા આ બન્ને પ્રયોગની અમારી બનતી કોશીશ જોતાં જે કંઇ સફળતા મળી અમે માનીએ છીએ તે અમારા સમયસૂચક સ્ટેજ ડાયરેક્ટર શ્રી રમણીકલાલ ઠાકરને આભારી છે, જેમના આભાર પ્રદર્શન માટે જેટલું લખીએ તેટલું ઓછુંજ ગણાય.

કરાંચીના જાણીતા રા. જગજીવનદાસ ગણાત્રાએ શુદ્ધ નિઃસ્વાર્થી ભાવનાથી અમારો આ પ્રયોગ ડાયરેક્ટ કર્યા બદલ ઋણ દર્શન સિવાય બીજું કયું પારિતોષક અત્રે લખી શકીએ.

પ્રયોગના સંગીતને સફળ બનાવવા રા. ચાગલા, રા. અમૃતલાલ દવે તથા રા. ગણપતરાવ માસ્તરે લીધેલ શ્રમ માટે તેઓશ્રીનો આભાર ન માનીએ તો કૃતધ્ની ગણાઇએ.

રા. કોટક તથા ડો. ભટ્ટે અમને ઉત્સાહ આપી અમારા બન્ને પ્રયોગોમાં જે સહાયતા આપી છે તે માટે અમે તેઓશ્રીઓના સદાના ઋણી છીએ.

**ધી કોલેજીયટ ગુજરાતી એમેચ્યુઅર્સ.**

# ડાયરેકટરના બે બોલ.

---

શ્રી ગુજરાતી એમેચ્યુઅર્સ તરફથી શહીદ દત્તારામના કુટુંબના લાભાર્થે આ નાટય ડાયરેકટ કરવાનું જે સુભાગ્ય મને પ્રાપ્ત થયું છે તે માટે હું પોતાને કૃતાર્થ માનું છું ઉદાર લાગણી દર્શાવી આ પ્રયોગ ભજવવાની રજા આપનાર તેના રચનાર અનેક બોધપ્રદ નાટકોના લેખક મહાગુજરાતના જાણીતા વિદ્વાન નાટયકાર રા. જામન તથા મુંબઈ મધ્યેની સુપ્રસિદ્ધ સેવાભાવી સંસ્થા શ્રી ભટ્ટી સેવા સમાજના કાર્યકર્તાઓ ઉપર પરમ કૃપાળુ પરમાત્માના અનેક આશીર્વાદો ઉતરે એવી મારી તે કલ્યાણકારી કીરતાર પાસે નમ્ર યાચના છે.

મારી ડાયરેકટર તરીકેની ફરજમાં ઘણી ખામીઓ હશે તો આપ રસીલી પ્રજા ઉદાર નજરે જોશો. મને આ લાઈનનો યતકીંચીત અનુભવ થયો હોય તો તે અત્રેની સુપ્રસિદ્ધ શ્રી શંકર વિજય સંગીત સમાજના અગ્રગણ્ય કાર્યવાહક મારાપૂજ્ય મુરબ્બી શ્રી લાભશંકર ભૂધરજી મહેતા તથા અન્ય કાર્યકર્તાઓની મીઠી નજરનુંજ પરીણામ છે. મને કીંમતી મદદ આપનાર મારા સજ્જમિત્ર રા. અમૃતલાલ એન ત્રીવેદી, રા. ગણપતરાવ એસ. ચૌહાણ તથા રા. નાનાલાલ જી. જોશી (નવસારીકર) નો હું ઋણી છું, મને દરેક રીતે મારા કાર્યમાં પ્રોત્સાહન આપનાર મારા હીતચીંતક રા. રમણિકલાલ જે. ઠાકરનો આભારી છું. શહીદ દત્તારામના કુટુંબ તરફથી ઉંડી દીલસોજી બતાવી તેને દરેક રીતે મદદ કરવાના

શુભ હેતુથી અત્રેના જાણીતા સભ્ય શહેરીઓ રા. જમશેદ એન. આર. મહેતા. રા. હરિદાસ લાલજી લક્ષ્મીદાસ, રા. રમણિકલાલ જે. ઠાકર તથા જાણીતા ઉત્સાહી લોહાણા યુવક રા. ઓધવજી દેવચંદ સેજપાલે જે મહેનત લઇ આ કાર્ય ઉપાડયું છે તેમાં તે જગનીયંતા જગજીશ તેમને યશભાગી બનાવે. એવી મારી નમ્ર પ્રાર્થના છે. તથા ધી ગુજરાતી એમેચ્યુઅર્સના દરેક ઉત્સાહી સભ્યોએ આ પ્રશંસનીય કાર્યમાં ઉમંગથી ભાગ લઈ મને આવા પવિત્ર કાર્યમાં પોતાનો સહકારી બનાવી જે માનભરી લાગણી બતાવી છે તે તરફ જો આભારની લાગણી ન દર્શાવું તો આ નિવેદન અધુરૂંજ કહેવાય. અસ્તુ.

કરાચી.
તા. ૪–૧૦–૧૯૩૦
શનીવાર.

ભવદીય,

**જગજીવન દામોદર ગણાત્રા.**

# Vinash-Panthe

## SYNOPSIS.

Seth Rangildas has two daughters: Vimu and Indu. Vimu who is married to Raman is frivulous, while Indu is of mild and sociable temper. Chhabil, the son of Amthalal a wealthy merchant requests Rangildas for the hand of Indu. Rangildas being hard up, is prepared to marry Indu even with Amthalal a man of 65.

Ramesh, a Son of Nagnath, once a partner of Rangildas and still his creditor, is knocked down by a car near Rangildas' bungalow. Indu nurses him inspite of her father's opposition and consequently falls in love with him. Knowing of Indu's love for Ramesh, Rangildas tries to get her married to Amthalal, but at the last moment, Raman intervences and stops the marriage by taking away Indu to his place.

Rangildas, in order to fetch Indu back, con trives a plot to get Raman and Ramesh out of way and takes her away, Ramesh, out of pangs of Separation, becomes almost love-mad.

Hansa the autocratic wife of Rangildas and the mother of Indu and Vimu, is in criminal intimacy with her chauffer Rathod. Vimu is the issue of these two. The chaffer, inspite of being a vagabond himself, does not wish Vimu to go astray and for that, he forces Hansa to confess the fact of Vimu being his daughter. Rathod finding the monetary position of the family going down, contrives to remove all the jewellery of Hansa, with the help of his accomplices. The latter fight over their individual shares and run away at the sight of Raman, leaving all the loot on the spot. Ramesh is persuaded by Raman to utilize the jewellery to save his family from the opposi tion of Rangildas and gain back Indu.

Nagnath, the father of Ramesh disguises him self as a Nagar Seth and comes forward to help Rangildas in his financial crisis Rangildas, in return, agrees to give in marriage to his son Ramesh, now in disguise as Ramesh studying at a College. The marriage is settled and on the day of ceremony, the real fact comes out as to the indentity of Nagnath and Ramesh. Rangildas resents the plot and refuses to abide by the the contract, but Nagnath silences him by dis-closing the fact of Hansa having fled with the

chauffer and Vimu having disappeared. At this juncture, Amthalal appears on the scene and demands his dues from Rangil, who being provocated, tries to shoot at him, but a Brahmin falls victim to the firing.

Rangildas, to save himself from the police, runs away and in a jungle finds Hansa with the chauffer. The police trace Rangildas. Hansa, to save herself & to place the chaffer & Rangilds into the hands of the police, cries for help. Rangildas runs away, but the chauffer kills Hansa and he himself is killed by the police. Rangildas is then hotly pursued by the police.

Vimu, who has gone astray, is not accepted by her husband and out of remorse, she prepares a bowl of poison. Rangildas feeling exhausted from the pursuit, drinks the poison prepared by Vimu taking it to be water and dies on the spot Vimu realizing the fruit or her folly, drinks the remnant of the poison and kills herself, after begging pardon of her husband for her deeds. Thus, the family excepting Indu, which was running to the PATH OF DISTRUCTION, comes to an end.

THE END.

# વિનાશ પંથે

## —નાટકનો ટુંક સાર.—

## અંક પહેલો.

### મંગલા ચરણ.

---

### પ્રવેશ પહેલો.

સ્થળ:—શેઠ રંગીલદાસનું શણગારેલું દીવાનખાનું.

રંગીલદાસની બે પુત્રીઓ ઇંદુ અને વિમુનો વિનોદ. છબીલનો પ્રવેશ, ઇંદુની શીખળ. મોટરનો ભોગ થઇ પડેલા રમેશને નોકરોએ ઇંદુની આજ્ઞાથી ઉઠાવી લાવવો. રંગીલદાસે આવી ગુસ્સે થવું. ઇંદુને ઠપકો. પિતા પુત્રી વચ્ચે તકરાર. અંતે ઇંદુના આગ્રહથી રમેશને બંગલામાં રાખી સારવાર કરવા કબુલ થવું.

### પ્રવેશ બીજો.

સ્થળ:—અમથાલાલનું મકાન.

ઢબુ ને દમડીનો વિનોદ. છબીલે આવી ઇંદુના હાથના ઉમેદવાર અમથાલાલને બનાવવો. માણેકલાલનો પ્રવેસ. અમથાલાલનો ગોટાળો.

### પ્રવેશ ત્રીજો.

સ્થળ:—શેઠ રંગીલદાસના બંગલાનો એક રૂમ.

વિમુનો રમણને કપડાનું બીલ ચુકવી આપવાનો આગ્રહ, રમણનો સખત ઠપકો. વિમુએ રમણનું અપમાન કરવું. રંગીલદાસ અને હંસાએ આવી રમણને ધુતકારવો. ગુસ્સે થયેલો રમણ વિમુને મારવા ધસે છે. ઇંદુનો રમણને નમ્ર ઠપકો. વિમુ અને ઇંદુ વચ્ચે રમેશને માટે તકરાર. અંતમાં અપમાનીત થયેલા રમણ અને રમેશે ઘર છોડી જવું.

## પ્રવેશ ચોથો.

**સ્થળઃ—શેઠ રંગીલદાસના બગીચાને લગતો એક ભાગ.**

દમડીને જોઇ રંગીલદાસનું મોહીત થઇને ગળામાં સોનાનો હાર પહેરાવવો. વિનાશ પંથે જતી વિમુએ જોવું. છબીલે ઢબુ સાથે આવી રંગીલદાસને બનાવવો. અમથાલાલે આવી રંગીલદાસને નીકળતાં નાણા ચુકવી આપવા દમ મારવો. રંગીલદાસે ઈંદુ આપવાનું વચન આપી શાંત કરવો. છબીલનો બળાપો.

## પ્રવેશ પાંચમો.

**સ્થળઃ—શેઠ રંગીલદાસના બંગલાનો પાછલો ભાગ અને બગીચો.**

રમેશની શોધમાં નીકળેલા નાગનાથ અને બકુલનો રંગીલના બંગલાના કંપાઉન્ડમાં પ્રવેશ. ભુખ અને થાકથી ખુણામાં પડી ઉંઘી જવું. ઈંદુની છેલ્લી વિદાયગીરી લેવા રમેશનું રમણ સાથે દાખલ થવું. નાગનાથને ભીક્ષુક માની એમને ઓઢાડવા વસ્ત્રો લેવા રમેશનું ઇંદુ પાસે જવું. છબીલ અને વિમુનો પ્રવેશ. રમેશ સાથે ઈંદુને આવતી જોઈ બંનેનું છુપાવું. ઈંદુએ આવી નાગનાથને વસ્ત્રો ઓઢાડવા. રંગીલદાસનું દાખલ થવું, મધરાતે ઇંદુ સાથે રમેશને જોઇ રંગીલદાસનું છેડાવું. બન્ને વચ્ચે આડા વ્યવહારની શંકા, વિમુએ બળતી આગમાં ઘી હોમવું દરમ્યાન નાગનાથનું પ્રકટ થવું. રંગીલ અને નાગનાથ વચ્ચે ટપાટપી. ઈંદુની હાંસી. રમેશનેજ પરણવાની ઇંદુની દ્રઢ પ્રતિજ્ઞા. વિમુના આગ્રહથી અમથાલાલ સાથે ઇંદુના લગ્ન કરવા રંગીલદાસ તૈયાર થાય છે. રમણે આવી ઇંદુને બચાવી લઇ જવી.

— ટેબ્લો —



# અંક બીજો.

## પ્રવેશ પહેલો.

### સ્થળઃ— નાગનાથનું ગરીબ રહેઠાણ.

બકુલ અને ઇન્દુનો મધુરો વિનોદ. કંગાલ થઇ પડેલા રમેશ તથા એના કુટુંબનું રમણ પોષણ કરતો હોવાથી રમેશનો શોક. રમણનું સાંત્વન. રંગીલે યુક્તિ કરી ઇન્દુને ઉડાવી લઈ જવી.

## પ્રવેશ બીજો.

### સ્થળઃ—શેઠ રંગીલદાસના મહાબળેશ્વરના બંગલાનો એક ભાગ.

ચેંજ માટે મહાબળેશ્વર આવેલી હંસા પાસે રાઠોડે પગારની માગણી કરવી. માણેકલાલે આવી રંગીલદાસની હાલત બીલકુલ નાદાર હોવાનું જાહેર કરવું. હંસા અને વિમુનો ગભરાટ. છબીલે આવી ઇંદુના હરણ સંબંધી ડફાંસો હાંકવી. રંગીલનું ઈંદુને લઇ આવવું. હઠીલી ઇંદુને ચાબુકનો માર. રાઠોડનો પગાર ચુકવી આપવા હંસાએ રંગીલને કહેવું. રંગીલ અને હંસા વચ્ચે તકરાર. રાઠોડે હંસાની પર્સમાંથી મુંબઇના બંગલામાંની ત્રીજોરીની ચાવીઓ ચોરી જવી.

## પ્રવેસ ત્રીજો.

### સ્થળઃ—રસ્તો.

હંસાના દાગીના ચોરી આવેલા રાઠોડના દોસ્ત માવલાનું છુપાવું. એની પાછળ બે મવાલીઓનું પડવું. ઇંદુના વિયોગે રમેશ બ્હાવરો બની ન્હાસી ગયો હોવાથી રમણ અને નાગનાથે શોધતા આવવું. રમણે દિલાસો દઇ નાગનાથને ઘેર મોકલવો.

## પ્રવેશ ચોથો.

### સ્થળઃ—જંગલ.

બ્હાવરો રમેશ અહીં તહીં ભટકે છે. ત્યાં રમણનો પ્રવેશ. રમેશનું ન્હાસવું, પાછળ રમણનું જવું, દાગીના સાથે માવલાનો પ્રવેશ. મવાલીઓને હાથે માવલો ઠાર. રમણ અને રમેશને આવતાં જોઇ દાગીના ઓળખવા રંગીલનીજ તલવારથી રંગીલનું માથું કાપવાનો નિશ્ચય.

## પ્રવેશ પાંચમો.

### સ્થળઃ—અમથાલાલનું મકાન.

અમથાલાલનો પ્રવેશ. છબુને મધરાતે મળવા આવેલી દમડીનું છબીલ અને વિમુને આવતા જોઈ અમથાલાલની ખુરશી પછવાડે છુપાવું. વિમુ અને છબીલની પ્રેમચેષ્ટા, વિમુની નજર દમડી ઉપર પડવી. બન્નેએ બુઢ્ઢાને બનાવવાનો નિશ્ચય કરી બહાર નીકળી જવું. છબુએ આવી બારણું ઠોકવું. આબરૂ બચાવવા ગભરાયેલો નિર્દોષ અમથાલાલ કરંડીઆમાં છુપાય છે. દમડીએ બારણું ઉઘાડી છબુને દાખલ કરવો. તરતજ છબીલ અને વિમુનો પ્રવેશ. બીજા કરંડીઆમાં દમડીનું છુપાવું, અમથાલાલને બોલાવવા માણેકલાલનું આવવું. પાકેલા હાપુસ અને પાયરીનો ગોટાળો.

## પ્રવેશ છઠ્ઠો.

### સ્થળઃ—ધર્મશાળા.

રંગીલપર વેર વાળવાના નિશ્ચયવાળા નાગનાથ અને રમણે જંગલમાંથી મળેલા હંસાના દાગીનાનો ઉપયોગ કરી છુપે નામે રહેવું માણેકલાલની યુક્તિથી પૈસાનો ભુખ્યો રંગીલ નગીનદાસ (નાગનાથ) ને ઉત્તમ શીકાર સમજી એના પુત્રને છુટ્ટુ આપવા કબુલ થાય છે. રંગીલે સર્વને પોતાના બંગલે રહેવા તેડી લઈ જવા.

## પ્રવેશ સાતમો.

### સ્થળ:શેઠના બંગલાનો એક હોલ.

રાઠોડ પર રંગીલનું વહેમાવું, હંસાના દાગીના નગીનદાસ પાસે મોર્ટગેજ મુકવા રંગીલનો નિશ્ચય, ઇન્દુનો પ્રવેશ. છુપે વેશે આવેલા રમેશે ઈંદુને બચાવવી, રમેશ તથા ઇંદુનું જવું. હંસા તથા રંગીલે દાગીના માટે લડતાં આવવું. હંસાએ પોતાના દાગીના સેફ ડીપોઝીટમાં મુકવા જવું. રંગીલની નીરાશા. છુપા વેશમાં રહેલા રમણે ઈંદુ માટે બનાવેલા દાગીનાની પેટી લઇ દાખલ થવું. રંગીલની ઘોર નીરાશામાં આશાનું કીરણ. રંગીલનું જવું. રમણે વિમુને દાગીના બતાવવા, વિલાસી વિમુનું દાગીના જોઇ મોહાંધ થવું. બળદેવ (રમણ) અને વિમુની શૃંગાર ચેષ્ટા.

## પ્રવેશ આઠમો.

### સ્થળ:—શેઠના બંગલાનો વિશાળ હોલ.

છુપા વેશમાં રહેલ બકુલ (પુષ્પા)એ છબીલને બનાવવો; બંનેનું છુપાવું, દાગીના ચોરાઇ જવાથી હંસાએ ગભરાટમાં આવવું. રાઠોડે બુમાબુમ ન કરવા દમ મારી ખુનની ધમકી આપવી. વિમુએ આવી હંસાને બચાવવા રાઠોડને વિનવવું. હંસાએ રાઠોડનો તિરસ્કાર કરવો. રાઠોડ વિમુનો બાપ છે એમ જાહેર થવું. વિમુનો કલ્પાંત રાઠોડનો વિમુને સન્માર્ગે ચાલવા ઉપદેશ. બાદ રાઠોડે હંસાને લગ્ન દરમ્યાન લઇ જવી. ઘોર નીરાશા. બળદેવ (રમણ) નો પ્રવેશ પોતાને કોઇ એકાંત સ્થાનમાં લઈ જઈ રાખવાનો વિમુનો બળદેવને આગ્રહ, બળદેવ વિમુને ઉડાવી જાય છે.

(૧૦)

## પ્રવેશ નવમો

### સ્થળ:—શેઠનો વિશાળ હોલ.

ઇંદુ સાથે રમેશની મીઠી ચેષ્ઠા, નીરાશ થઈ ઈંદુએ જવું, ઇંદુના લગ્નની સંપુર્ણ તઈયારી થઇ ચુકેલી હોવાથી નાગનાથે રંગીલને લગ્ન જલ્દી કરવાનો આગ્રહ કરવો. રમેશનો પ્રવેશ, રમણ અને નાગનાથનો દાવ. રંગીલની શીકસ્ત, ઈંદુ અને રમેશનો હસ્તમેળાપ, આ લગ્ન અટકાવવા તથા લ્હેણું વસુલ કરવા અમથાલાલનો પ્રવેશ. રંગીલે ગુસ્સે થઇ અમથાલાલ સામે બંદુક ફોડવી. ભુલમાં બ્રાહ્મણનુ ખુન, રંગીલનું ન્હાસવું.

— ડ્રોપ્સીન —

## અંક બીજો સમાપ્ત.



૨૮૭૭૫

# અંક ત્રીજો.

## પ્રવેશ પહેલો.

### સ્થળઃ—જંગલમાં એક કંગાલ ઝુંપડી

દારૂ પી મસ્ત થયેલ રાઠોડ હંસાને જંગલમાં પોતાની સાથે જોર જુલમથી ઉપાડી લાવ્યો છે. રાઠોડ ઉંઘી જાય છે. હંસા રોટલો ખાતી નાગનાથની નજરે પડે છે, બાદ ખુન કરી ભાગી છુટેલ રંગીલદાસ ગભરાટમાં ત્યાં આવી હંસા પાસે રોટલા માટે માંગણી કરે છે. હંસાનો ઈન્કાર, રાઠોડનું જાગી ઉઠવું. બંને વચ્ચે તકરાર રાઠોડની પીસ્તોલથી હંસા મરણ પામે છે. પોલીસને હાથે રાઠોડનો અંત નાગનાથનું વિસ્મય થવું.

## પ્રવેશ બીજો.

### સ્થળઃ—વિમુનો એકાંતવાસ

બળદેવને આવતો જોઇ વિમુ છબીલને સંતાઇ જવા કહે છે, પાપના ડંખથી મુંઝાતી વિમુનો શોક, વેરની ધુનમાં બળદેવના (રમણના) દીલાસાના રૂપમાં થતા કટાક્ષોથી વિમુનો ગભરાટ, બળદેવે પોતાના ખરા સ્વરૂપમાં જાહેર થઇ વિમુને મારી નાખવા ધસવું. રમેશનો પ્રવેશ તથા ઠપકો, વિમુનો પશ્ચાતાપ; ખરો ભેદ ખુલ્લો થતાં રમણનું દીલ પીગળે છે. રમણ તથા રમેશ છબીલને ઘરમાંથી કાઢી મુકે છે.

## પ્રવેશ ત્રીજો.

### સ્થળઃ—અમથાલાલનું મકાન

મરવા પડેલ અમથાલાલ તથા છબીલનું સુધરી જવું, વૈદે આવી અમથાલાલને દવા આપવી; દરમ્યાન છબીલે વીલને માટે વકીલને બોલાવી લાવવો, સનીપાતની ધુનમાં અમથાલાલે ચાર વારસો ઠરાવવા; બધા વચ્ચે તકરાર, દરમ્યાન અનાડી વૈદની પડીકીના પ્રતાપે અમથાલાલનું ઉગરી જવું; બાદ સર્વને કાઢી મુકવા.

## પ્રવેશ ચોથો.

### સ્થળ:— રંગીલદાસના બંગલા સામેનો બગીચો.

ઇંદુ તથા રમેશનો હાસ્ય વિનોદ જોઈ વિમુનું હૃદય મંથન. બાદ રમણની સુચનાથી જંગલમાંથી મળેલા ઝવેરાત બદલ ખાત્રી કરવા રમેશ ઇંદુ પાસે જાય છે. વિમુ તથા રમણ એકલા પડતાં અબોલ હોવાથી બંનેની મુંઝવણ, રમણ આખરે વિમુને બોલાવ્યા વગર ચાલી જાય છે. વિમુને આઘાત થવાથી રડતી જોઈ રમેશ દિલાશો આપે છે. રમણનું ચરણોદક લાવી આપવા વિમુની માગણી; બન્નેને એકલા જોઈ ઇંદુનું વ્હેમાવું, સત્ય સમજાતાં ઇંદુનો પસ્તાવો, નાગનાથ આવી હંસાના મરણના ખબર આપે છે. વિમુ સિવાય સર્વ રમણને ખબર આપવા જાય છે. જીવનથી કંટાળી ગયેલ વિમુ છુપાવી રાખેલ ઝેરનો પ્યાલો તઇયાર કરે છે, એટલામાં ભિખારી હાલતમાં રખડતો રંગીલદાસ આવી ચડતાં છુપાઇ જાય છે. ભુખથી તડફડતો રંગીલદાસ નાગનાથની નજરે પડતાં તેને માટે ખાવાનું લેવા નાગનાથ બંગલામાં જાય છે. અતિ તૃષાથી પીડાતો રંગીલદાસ વિમુએ પોતાના માટે તઇયાર કરેલ ઝેરનો પ્યાલો પીએ છે. વિમુએ દોડી આવી તેને અટકાવવો. ઝેરની અસરથી રંગીલદાસ મરણ પામે છે. બ્હાવરી બનેલી વિમુ પ્યાલામાં બાકી રહેલું ઝેર પી જાય છે. રમેશ રમણનું ચરણોદક લઇ પ્રવેશ કરે છે. ક્ષમા યાચતી વિમુનો રમણ અંતે સ્વિકાર કરે છે; બાદ વિમુના જીવનનો અંત અને **વિનાશ પન્થે ચડી અંતે કમોતે મરણને શરણ થયેલ પિતા અને** પુત્રી માટે સર્વનો શોક.

**શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !**



# વિનાશ પંથે

## પુરૂષ પાત્રો.

| | |
|---|---|
| રંગીલદાસ......એક તુમાખી ઉમરાવ | મી. રંગીલદાસ વારીયા B.Sc. |
| રમણલાલ (બળદેવ)...વિમુનો પતિ | ,, રામભાઈ ઠાકર. |
| રમેશ (કાળીઓ)...નાગનાથનો પુત્ર | ,, હિંમતલાલ રાવલ. |
| નાગનાથ (નગીનદાસ)...રમેશનો પિતા | ,, નાનુભાઇ ભટ્ટ. |
| બકુલ (પુષ્પા)...નાગનાથનો નાનો પુત્ર | ,, લક્ષ્મીશંકર આચાર્ય |
| માણેકલાલ...રંગીલદાસનો મુનીમ | ,, તુળજારામ ઠાકર. |
| અમથાલાલ...એક શ્રીમંત ગ્રહસ્થ | ,, મણીશંકર ઠાકર. |
| છબીલ...તેનો સ્વચ્છંદી પુત્ર | ,, ગીરધરલાલ રાવલ. |
| રાઠોડ......રંગીલદાસનો શોફર | ,, ગટુલાલ વ્યાસ. |
| માવલો } બે ધાડપાડુઓ | ,, પ્રાગજી બુદ્ધભટ્ટી. |
| શીવલો } | ,, પદ્મનાભ લોઢા. |
| દબુ........અમથાલાલનો નોકર | ,, દીવાન B. A. |
| ડોકટર .. ... ... | ,, શાહ. |
| ઈન્સપેકટર ... ... | ,, શર્મા. |
| વકીલ ... ... ... | ,, એમ. વી. શાહ. |

## — સ્ત્રી પાત્રો. —

| | |
|---|---|
| હંસા......રંગીલદાસની સ્વચ્છંદી સ્ત્રી | મી. પ્રભાકર ચિત્રે B. Sc. |
| વિમુ......રમણની સ્વચ્છંદી સ્ત્રી | ,, શુકલ. |
| ઈંદુ......રંગીલદાસની સુશીલ પુત્રી | ,, સુમન દેસાઇ. |
| દમડી......હંસાની નોકર | ,, દ્વીવેદી. |

## શારદા સ્તવન.



વંદુ દુઃખહારી મંગલકારી
વાહન મયૂર વીણા ધારી
જ્ઞાન તણો કરો હવે પ્રકાશ
જન હ્રદય તીમિર વિનાશ
સફલ કરો મમ અભિલાષ
શારદે તવ વિભુતી ભારી—વંદુ૦
ભારતમાહીં શાન્તિ સ્થાપ
કલેશ દ્વેષ તાપ કાપ
આનંદ મંગલ સઘળે વ્યાપ
એજ યાચના માત મ્હારી– વંદુ૦

(રા. પ્રભાત ભટ્ટ)



શ્રી ગણેશાય નમઃ

# વિનાશ પંથે.



[ ૨ ]

સરલા—અખિલ વિશ્વનાં અણું, અણું નૃત્ય કરે અવિરામ,
પંચ મહાભૂત નાચતાં, આ ઠાઠ બન્યો તમામ
જડ હૈયાંના નો'ય એ લ્હાવ,
દિવ્ય નૃત્યનાં અમોલા છે ભાવ.
શીલ સૌંદર્ય સજની સોહાવ,
પ્રભુ પંથનો સનાતન એ લ્હાવ—જડ૦
શંકર નાચે, શકતી નાચે, પુરૂષને પ્રકૃતિ નાચે,
મોહન નાચે, માયા નાચે, રંક ને રાયા નાચે,
યોગી ભોગીનો એ સ્વભાવ..............શીલ૦
નટવર નંદલાલ નાચે, ગોપી ગૌ ગ્વાલ નાચે
જુગ જુગ જડ જીવ નાચે, શાને બ્હેની તું ન રાચે
નાચે ન કોણ એ બતાવ..............શીલ૦

[ ૩ ]

**છબીલ**—તારી ફીકીએ કાળજું કોરાય,
ફાટી જાય, ન સહેવાય. જીવ જાય,
ઇંદુ—એ ઘાયલ ઓઝારાં કરશો ન આંગણા,
**છબીલ**—છાનું છાનું અમ ચીતડું ચોરાય,
કંઇક થાય, ન સમજાય, હાય હાય,
**ઇંદુ**—એ સાજન, ઉઘાડા રાખો ન બારણાં
પ્રીતિને પંથે, તો કફની છે અંતે
હાય હૈયાની હોળી કેમ સ્હેશો.
**છબીલ**—પૂરણપોળી ભલે પચતી ન પેટે,
તજશે ગમાર કોણ કહેશો—હો ઘાયલ૦
**ઇંદુ**—હડ હડ થાશો વાટે ને ઘાટે
ત્યાં મહોબતના લ્હાવ કેમ લેશો,
**છબીલ**—દર્દી જીગરનો જુનો હું જોગી,
મરવાને સ્થાન મને દેશો.—હો ઘાયલ૦

[ ૪ ]

**ઢબુ**—એ મારી દમડી તું તો મડમરી
**દમડી**—ઢબુ તું મારો હાયબો
**ઢબુ**—સારી ને પોલકું પહેરીને આવજે
ચોપાટીપર કરી વાયદે—
**ઢબુ**—ટાઇ કોલર હેટ બુટ પગમાં રોગાનના
**દમડી**—હોનીડાને હાટે લઇશ એરીંગ હું કાનના
જઇશું હુરતમાં તાડી પીવાને
મીઠી આનંદે લ્હેર ત્યાં ઉડાવશું—
**ઢબુ**—હાએબ મડમની કાની રૂવાબથી
હંગાથે ફોટો પડાવશું—

[ ૫ ]

રમણ—પ્રણયને પંથે જશો ન કોઇ
શાણા, ન ત્યાં સુખ શાંતિ
અંતરની છે પીડ બુરી,
વિદારે હાય કોણ જગમાં—
કોમળ ભાળી ગુલાબ,
લલચાય દીલ વ્હાય
સુમન સ્હેલ ન ચુંટવો એ,
કાતીલ શુળ ઝેરી ભોંકાય—

[ ૬ ]

વિમુ—અલબેલા ! અમને ઓથ તમારી
બીલડાં દેશો ચુકાવી—
હાંસી કરો હસી કાં હો પ્રિયતમ,
હોંસ ભરી હું આવી,
રમણ—કહેશો જરી દીલદાર મને
ઘર લાવ્યા શું શું વસાવી -અલબેલા૦
વિમુ—પફ પાઉડર, સાબુ, શુઝ પીનને
સેંટ લવંડર લાવી,
રંગબેરંગી સાડી કરાવી
જ્વેલ્સ કમરબંધ રૂમાલ સુંદર
સોંઘા લાવી ઉડાવી—અલબેલા૦
રમણ—નથી બિલડાં પણ ક્રૂર બિલાડાં,
છાના છુપાતા આવી,
ટાવકા થઇ આખર ફોસલાવી.
નાશ કરે ઘરવરનો, ચંચળ ઉંદરડી સપડાવી—અલબેલા૦

[ ૭ ]

**વિમુ**—અમૃત ઘુંટડા જીવનમાં ન પીધા લીધા
અવનવા નેહનાં કંઇ લ્હાવરે
હો એનો એળે ગયો અવતાર
મીઠડો મોહન મીઠી ગોઠડી કરે
ઝરે નયનેથી મીઠા મીઠા ભાવ રે
હો ત્યાં તો સ્વર્ગ બને સંસાર
દીલડું તોફાને ચઢયું મનડું મસ્તાન બન્યું
ચીતડું ચંચળ બન્યું હાય કેમ જાય સહયું
**છબીલ**—નયન કટારી મારી, લાગી આરપાર એ કારી
કાતિલ કેવી બેધારી, તન મન જીવન હરનારી—

**પ્રથમ અંક સમાપ્ત.**



# અંક બીજો.



[ ૮ ]

ઇંદુ—વાહ ! વાહ ! દીયરજી ખુબ કરી (૨)
વાતો વ્યહવારની ખરી, જ્ઞાનથી ભરી
શરમ પરહરી—વાહ૦
બકુલ—ખોટી શરમે દેશનું ગાડું, ચીલે અવળે ચાલ્યું
બાળ લગ્નને વૃદ્ધ વિવાહ સમ
પિશાચોએ ઘર ઘાલ્યું
કરી ભાષણો શું ઉકાળ્યું
આચારમાં મીંડું વાળ્યું—વાહ૦
ઇંદુ—કાચી વય તોયે પાકટ, બુદ્ધિનાં આ શા ચાળાં
પાત્ર પ્રમાણે મળતાં જ્ઞાન વિદ્યાનાં
ફાલ રસાળાં,
બકુલ—સંસાર વિશાળ છે શાળા
શીખે ત્યાં બુઢા બાળા—વાહ૦

[ ૯ ]

ઇંદુ—રમણી રીઝાય નવ એમ, રસીકવર શીખો રીઝવતાં,
રમેશ—પ્રમદા સમજાય નવ પ્રેમ, બતાવશો નયનો નચાવતાં,
ઇંદુ—લંપટ નર નારીનાં નયનો હો નાચતાં,
સાચા શુદ્ધ પ્રેમીનાં હૈયા નિત રાચતાં
શીખાય ના—એ—બતાવતા,
રમેશ—બતાવશો નયનો નચાવતાં—રમણી.
નર હો ચતુર તોયે નારી ન રીઝે,
અંતરના એ ભેદ કેમ જાણીએ.

ઈંદુ—ભેદી છો પુરા

રમેશ—અધુરા પાઠ આવડે,

ઈંદુ—શીખ્યાં હો જાદુ ચલાવતાં,

રમેશ—બતાવશો નયનો નચાવતાં—રમણી.

[૧૦]

રમેશ—વીજળી ચમકે આજે શાને,
શોધી દે હો ચપળા
છુપાઇ ક્યાં પ્રિયા એ વ્હાલી...વીજળી૦
બીરૂ બાળા ભુલી પ્રિયાને
રિસાઇ શાને, સતાઈ શાને, ચાલી
લ્હોશે કોણ આંખડી, ભીની તારી નિહાળી...

[૧૧]

છબીલ—ડોન્ટ કેર કરીને, બસ લ્હેર કરીને
દુનીયાના હો ખેલ બધા ખેલીએ
વિમુ—લોક લાજ તજી, નફ્ટાઈ સજી
માન મર્યાદાને હો કેમ મેલીએ
વિમુ—પ્રેમનો છે એ પ્રકાર, કાંઇ સમજી ન સાર
છબીલ—પાન પ્રીતિના સોંઘા નથી દીલજાન
વિમુ—કેમ પ્રેમનો એ કોયડો ઉકેલીએ—
છબીલ—જીવનનો સાર ઇશ્કના લ્હાવા, થઇ વાહવા
વિમુ—લોક થુંકે ત્યારે, કરવું શું મારે
છબીલ—સુધારાના બ્હાને મોટર ધકેલીએ—

[૧૨]

**અમથાલાલ**—હું ફસાયો દમડીની આ જાળમાંરે,
કાળી ટીલી ચોટી આ કપાળમાંરે.
**દમડી**—હેઠ એવું બોલમાં,
**અમથાલાલ**—ઓ વંતરી દઉં ઘોલમાં,
**છબીલ**—વાહ કમાલ કીધી કરંડીયાની પોલમાં
**અમથાલાલ**—(આજ) ઘાલી મેં ધુળ ઘોળા વાળમાંરે—કાળી૦
**હબુ**—સંતાડી સોડમાં, આ દમડીકાં જોડમાં.
**છબીલ**—સાન ભાન ભુલ્યાં ઈશ્કની ઘોડદોડમાં,
**અમથાલાલ**—(તારૂ) ડાચું ઓ દમડી દેખાડમાંરે—કાળી૦

[૧૩]

**રમણ**—રસીક રસીલી સાથમાં રસ બસ હૈયાં થાય
**વિમુ**—આશ તરંગે ઉછળતું, જોબન ઝોલા ખાય,
રસ ભીના રસરાજ, દીધાં દીલડાં હો,
પાછાં ન ઠેલસો.
મીઠાં મોંઘા મહેમાન, માયા બાંધી,
વિસારી ન મેલસો
**રમણ**—આવીને ઉભો અતિથી હો આંગણે,
બંધાયાં હૈયાં સલુણી સ્નેહ તાંતણે,
**વિમુ**—બંધાઈ બંધનમાં રસીયા રંગે કેમ ખેલશો—
હૈયાં ભ્રમર સમ નરના કઠોર હોય,
**રમણ**—ચોરી દીલ સરજોરી કરવી કઠોર હોય,
**વિમુ**—છોડો છોડો, મારો પાલવ મર્યાદા ન મેલશો—
રસભીના૦

[૧૪]

**અકુલ**—મારી છેડ ન કરશો રસીયા,
હું તો રહી ગઇ બાળ કુંવારી
પિયુ પિયુ કરતી પોકારૂં તોયે
ન મળતો રસીક વિહારી

**છબીલ**—છેલ છબીલો લાગું સુંદર, એટીકેટમાં પહેલો નંબર
સોળ વરસનો સોહામણો નર, ઘર શોભાવું એવો છું વર,
ડોલાવી દઉં દીલડું તારૂં ઓફર લે સ્વીકારી,
હસતી, રમતી, છો મનગમતી, ડીઅરી થઇ જા તું મારી,

**અકુલ**—રાત પડે ઘર લેટ ન આવે, મિજાજ જાતાં તરત મનાવે,
નવા નવા નિત લાડ લડાવે, હાજી કહીને હુકમ ઉઠાવે,
સેવક થઇ સાચવતો નિત એ નાજુક તબીયત મારી,

**છબીલ**—દિલજાન, ખોયું ભાન, મારી નયનોના બાણ
જખમો કીધાં તે કારી—

[૧૫]

**રમણ**—અગમ એ જ્ઞાનની વાતો
વિચારી પંથ પ્રેમીના,
પતંગ જ્યોતિ પરે મોહયો
અરેરે દેહ બાળી કાં ?
ચંચળ જ્યમ રંગ સંધ્યાના
તરંગો વ્યર્થ આશાના,
ધસે મૃગજળ નિહાળીને
મરે મૃગલી રે પ્યાસી કાં ?
જીવનના જાદુ એવા છે
વિકારોથી ભરેલા એ,
ઉઠાવીને મુખે માંડી એ
સુરંગી મોહ પ્યાલી કાં !

(૧૬)

હંસા—સુખ વૈભવને સાહ્યબી
મનમાની મહેલાત
આજે એ સહુ સાંભળે
પડે લાત પર લાત
સુખની એક કૂળી નહિ આશા
ઘોર નિરાશા
કષ્ટ અહા શાં ?
અકલિત ભાગ્ય વીધાતા—સુખ૦
પાણી માગ્યે પય જ્યાં મલતું
અન્ન તણાં ત્યાં સાંસાં—સુખ૦

(રા. બંસીધર કુંડલાકર)

# અંક ત્રીજો.

વિમુ—તુટતાં દીલના તાર,
હો સાજન ! લાગે નિરસ રણકાર,
ખુટતાં ચેતન સાર,
હો સાજન ! વ્યર્થ શરીર શણગાર,
જીવન વિણા, વાગે બેસુરી,
લાગે શુન્ય સંસાર,
બળતા જીવને કેમ ઉગારે
ભાવિના ભણકાર,—

[૧૮]

અમથા, છબીલ—એ લુચ્ચા નટખટ તરકટ છોડી
જાને ઘરની બ્હાર તું,
અમથા—તજી ખટપટ સહું તું દેને,
છબીલ—કહું તે ઝટ સમજી લેને
નહી તો ઝાડુ મારશું—લુચ્ચા૦
વકીલ—વીલની રૂએ મીલકત મારી હું સાચો હકદાર,
અમથા—માલ બાપનો સમજી આવ્યો મુરખના સરદાર.
વૈદ્ય—વકીલ ઠરે વારસ તો હું પણ
કરૂં હકનો પોકાર, કારણ કે બેકાર છું
અમથા—લગન હજી કરવા છે બીજા,
નથી થયો નાપાસ,
વૈદ્ય—સન્નીપાતના છે આ ચાળા,
ઠાઠડી બાંધો ખાસ.
છબીલ—સાજનીયા થઇ ચાલો સર્વે,
માંડવડા મોઝાર,
બુઢાની ચોરી બાંધશું—એ૦

[૧૯]

રમણ—

પુરૂષ સ્વચ્છંદી થઇ ફરે
સેવે ભલે પરનાર
નારીના દુર્ભાગ્યમાં
લખી ક્ષમા ન લગાર
સાર જીવનમાં નાહીં
અરેરે દાંભિક જગ વ્યવહાર
આશ્રય વિણ આથડતી આજે
પતિતા બની લાચાર--અરેરે૦
ન્યાય નિતિ વિસારી દુનિયા
કરતી અત્યાચાર
નિષ્ઠુર જગ મર્યાદ પ્રજાળે
અબળાનો અવતાર--અરેરે૦



